॥ वन्देमातरम् ॥

# સ્વદેશ ભક્તિનાં ગીતો.

પ્રયોજક અને પ્રકાશક,

પટેલ મંગળદાસ ઇશ્વરદાસ

સાલવીવાડ, સરસપુર-અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કિંમત ૦-૧-૦.

# " અર્પણ પત્રિકા " ।

## ॥ वंदेमातरम् ॥

આપણા દેશથી હજારો ગાઉ દૂર આવેલા પોતાના પ્રદેશનો ત્યાગ કરી, સ્વાર્થને તિલાંજલી દઇ, અહીં આવી આપણી સાચી સેવા કરનાર, આપણાં ખરાં દુઃખોની દાઝ જાણનાર, સેવા એજ સત્ય-ધર્મ આ વાકયનું યથાર્થ પાલન કરનાર, પોતાનાં તન, મન અને ધન ભારતી માતાને અર્પણ કરી, સત્ય લડત ચલાવનાર આત્મભોગી વિરાંગના દેવી એનીબેસેન્ટના ચરણામ્બુજે આ લઘુ પુસ્તક અર્પી હું કૃતાર્થ થાઉં છું.

આપનો

આજ્ઞાંકિત સેવક.

પટેલ મંગળદાસ ઈશ્વરદાસ.



# અનુક્રમણિકા.

---


(૧) માતૃ-વંદના

(૨) હમારી હિન્દ માતા તું.

(૩) હમારી પ્રતિજ્ઞા—

(૪) બધું આપો, બધું ત્યાગો.

(૫) સ્વદેશ.

(૬) પધારો દેશ ભક્તો હો !

(૭) શીવ સત્ય માર્ગ સીધાવતાં પાછા કદી પડશો નહિ,

(૮) જીવું તો શું ? મરૂં તો શું ?

(૯) ઉઠો ? ઉઠો !

(૧૦) અમારો હિન્દ

(૧૧) તે સ્વીકારીશું.

(૧૨) તુજને સમર્પણ.


---

# "માતૃવન્દના."

ઐ માતૃભૂમિ તેરે, ચરણોંમેં સિર નમાઉં,
મૈં ભક્તિ ભેંટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.

માથે પૈ તૂહો ચંદન, છાતી પૈ તૂહો માલા;
જીવ્હા પૈ ગીત તૂહો, મૈં તેરા નામ ગાઉં ॥ ઐ

જીસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધુલિકો મૈં નિજ શીષ પૈ ચઢાઉં ॥ ઐ

માનો સમુદ્ર જીસકી ધુલિકા પાન કરકે
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં ॥ ઐ

વે દેશમાન વાલે ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં ॥ ઐ

સેવામેં તેરી સારે ભેદોકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનૂ સુનાઉં ॥ ઐ

તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં ॥ ઐ

સર રવિન્દ્રનાથ ટાગોર પ્રણિત

# " હમારી હિન્દમાતા તું "

## ગઝલ.

પરમ સુખની વિધાતા તું, અચળ યશ પ્રાપ્ત માતા તું,
હૃદયને ધર્મ દાતા તું, " હમારી હિન્દ માતા તું. "

ચરણ પૂજી તુંને ભજતાં, જગતના દુઃખ ભય તજતાં,
સદા ભક્તિ ઉરે સજતાં, જપું મુખ " હિન્દ માતા તું "

મણિમુક્તા સુરત્નોથી, રસેલી [illegible]યત્નોથી,
પૂજાયેલી પ્રયત્નોથી, "હમારી હિન્દ માતા તું,"

બિચારા બાળ બહુ ત્હારા, સહેતા કષ્ટ અસિધારા,
છતાં ત્હારાજ રહેનારા, ગણીને હિન્દ માતા તું.

નહિ પરના થનારાએ, અધર્મેના જનારાએ,
રહી નીજ દેશ ધારાએ, ઉચરશે હિન્દ માતા તું.

ઋષી મુની દેવ ગાંધર્વો, ઉજવશે ઉન્નતિ પર્વો,
વહી મહિમા મુખે ગરવો, કહીને હિન્દ માતા તું.

શિશુ નરનારી જય કહેતાં, સહર્ષે આશિષો દેતાં
વધાવી વારણાં લેતાં, સમરતાં હિન્દ માતા તું.

ગુણી ગુરૂ વિપ્ર કે જ્ઞાની, ખરા જે દેશ અભિમાની,
ગણી આ જીંદગી ફાની, ભજે છે હિન્દ માતા તું.

શુણી વ્રજ નામના બોલો, ઉછળતી હર્ષની છોળો,
હૃદયપટ આ થતો પહોળો, કહેતાં હિન્દ માતાનું,
ગવાતાં મા ! તમારાં ગીત હૃદયમાં જે વહેછે પ્રીત,
કહું તે શબ્દમાં શી રીત ? "વાણું હિન્દ માતાનું" અજ્ઞાત.

---

## પધારો ! દેશ ભક્તોહો ?

### ગઝલ.

પધારો ! દેશ ભક્તોહો ! વધાવું સ્નેહનાં ઝરણે,
ઉઠાવ્યા દેશના ઝંડા, મૂકી શીર માતના શરણે.
તજ્યા વૈભવ તજી મોજે, મઝેદારી લુંટાવી છે,
અને ગરદન ઝુકાવી છે. સદાનીજ દેશને માટે.
પધારો ! વીર માતાના, વીરા સંતાન દેશીઓ,
બિરાદર હો ! બિરાજોને, હૃદયના પ્રેમ પાથરણે.
સુતેલા દેશના સીંહો, જગાડયા વીર ગર્જનથી,
પઢાવ્યા સંપના સુત્રો, નવાડયાં શૌર્યનાં ઝરણે,
ધરેધર દેશની ગીતા, પઢાવી પ્રેમથી પુરી.
પછીથી હસ્ત ફેરાવ્યા, ત્હમે આ 'હોમરૂલ" વીણે.
કિતાબો શૌર્યની ખોલી, સદા જય માતની બોલી,
વિષમ દુઃખો સહ્યાં તોએ, નથી બ્હીતા જરી મરણે.
અમારા દેશ દરબારે, સુડંકા દેશીના વાગે,
જુઓ નિજ દેશને માટે, ગુમાવે ગરદનો તરણે ! ! !
રહો, આબાદ એ ભક્તો અને અમ ભારતી માતા,
વદો સૌ દેશીઓ શુરા ! વન્દેમાતરમ." પ્રેમે.

## "હમારી પ્રતિજ્ઞા"

હમ લૂખે ટુકડે ખાયેંગે, ભારતપર વારે જાયેંગે,
હમ સુખે ચને ચવાયેંગે, ભારતકી બાત બનાયેંગે;
હમ નંગે ઉમર વિતાયેંગે ભારત પર જાન મિટાયેંગે.
સોલોં પર દૌડે જાયેંગે, કાંટોકા રાખ બનાયેંગે;
હમ ઘર ઘર ધક્કે ખાયેંગે, આનંદકી ઝલક દિખાયેંગે,
હમ વિષયોંસે મુખ છોડેંગે, સર સબ પાપોંકા ફોડેંગે;

સ્વામી રામતીર્થ.

---

## બધું આપો, બધું ત્યાગો ! !

### ગઝલ.

રિબાતા હિન્દને માટે, બધુ આપો બધુ ત્યાગો;
પ્રભા–ઉષા વિકાસે છે, નયન ખોલી હવે જાગો.
ભિખારી દેશ બન્ધુડાં, ભુખે મરતા ઉગારોને,
થઇને અન્નના દાતા, દુઃખીના દર્દને ભાંગો.
ફકીરો દેશના સાચા, ફકીરીને જગાવીને;
જગે ફરતા દિનાનાતે, વધાવાને હવે જાગો.

બની ભિક્ષુક દેશીઓ, પ્રભુ દરબારમાં આજે;
સુખેથી દેશને માટે મગાએ તેટલું માગો.
સકળ આ હિન્દ છે મ્હારો, હમારો પ્રાણથી પ્યારો,
વદોએ સૂત્ર સ્વપ્નામાં ભલે ઊંઘો ભલે જાગો.

---

## ' સ્વદેશ '

### ગઝલ.

મરીજા દેશપર મરજા. જીવન અર્પી બધું ત્હારૂં,
મુકીદે ભાવના ખોટી, હવે ત્હારૂં અને મ્હારૂં
કહેજે આપણું પ્યારા, નથી થાતું કદી ત્હારૂં
કર્યું મ્હારૂં અને ત્હારૂં, નથી થાતું કદી પ્યારૂં.
પ્રીતિની દોરથી બાંધી, હૃદય એક એકમાં સાંધી,
બનાવા દેશ મસ્તાની, પીઓને શૌર્યનો દારૂ.
કજાના હાથને ઝાલી, ન બેસી તું કદી રહે તો,
ન ઠેલી ન્હાવ ત્યાં દેતો, કર્યો જો કાર્ય તું ત્હારૂં.
નથી જેણે ધરી દીસે , જરી નીજ દેશની દાઝો,
પડે જ્યાં પાય એનો ત્યાં, ભુમીને દર્દનું ધારૂં.

સ્વદેશી દાઝ જેને છે, અને નિજ દેશને જુએ,
દરદીનાં આસુડાં લુછે, જીવન છે એજ બન્ધુ મારૂં.
જનેતાનાં દીપાવોને, પીધેલાં દૂધ દેશીઓ,
ઉગારો દેશને બન્ધુ, તરીને દુઃખનો સિંધુ.

---

## "પાછા કદિ પડવું નહિ."

### હરિગીત.

આકાશપડ તુટી પડે ચકચૂર પૃથ્વીતળ કરે,
આજે જ મૃત્યુ થાય કે સો વર્ષ જીવ્યાનું ઠરે;
લક્ષ્મી વડે ધનવન્ત હો કે દમડી પાસ ન હો કંઇ,
શિવ સત્યમાર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહિ.
નિજભાવ રાખી બિતરમાં દુર્જન ભલે નિંદા કરે,
મહદાત્મજન મહિ ઉપરે કે સ્વર્ગમાં સ્તુતિ ઉચરે;
જડ વ્યક્તિની ખીંચાણુ એ નિર્લેપ નરમાં ક્યાં રહી,
શિવ-સત્યમાર્ગ સિધાવતાં પાછા કદિ પડશો નહિ.

સંબંધીઓ સંબંધ  તીજ ત્યાગી ભલે દુશ્મન ઠરે,
બહુ બહુ વિપત્તિ આપીને મગરૂર થઇ છોને ફરે;
અનભેદ્ય, વજ્ર સમાન સત્સુખ સ્વાત્મની ઇચ્છા ગ્રહિ,
શિવ સત્યમાર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહિ.

(સત્ય વિજય)
થોડાક ફેરફારથી.

---

## જીવું તો શું મરૂં તો શું ?

કરૂં ના કોઇનું સારૂં જીવું તો શું? મરૂં તો શું?
ટળું ના ઋણુ જો મારૂં જીવું તો શું? મરૂં તો શું?
બળેલા કોઇ હૈયાને કરૂં ના શાન્ત જો કોદિ,
ન ખેરૂં અશ્રુ તે માટે જીવું તો શું? મરૂં તો શું?
દુઃખીની દાઝ ના જાણું અકેલો મોજ હું માણું,
ભરી જો પેટ હું મારૂં જીવું તો શું? મરૂં તો શું?
ખીલાવી ના બધી શક્તિ દમી આત્મા સદા મારો,
વિષયનો જો બનું કીડો જીવું તો શું? મરૂં તો શું?

ન્હારૂં સારૂં જાણ્યાની મળી શક્તિ મને છે ને,
છતાં જો ના કરૂં સારૂં જીવું તો શું ? મરૂં તો શું ?
સુધારક જો ગણાવાને દઉં હું જ્ઞાન બીજાને,
બનું ના 'આત્મ સુધારક', જીવું તો શું ? મરૂં તો શું ?

"આદર્શ જીવન" ઉપરથી.

---

## 'અમારો હિન્દ.'

### હરિગીત.

આકાશ ને ઉદધિ સમાં, અંતર અમારાં હિન્દનાં,
ઉદાર ને ભાવી હતાં, છે ને હજુ હોશે નવાં;
ત્રિલોક–રંગભૂમી મહીં જે પાઠ હા ! ભજવી રહ્યો,
પ્રત્યેક સ્થિતિનું પદેપદ, શુભ ગાન તે ગાઈ રહ્યો.
કોઇ દશાથી તે નથી હાર્યો, કદાપિ ન હારશે,
લૂંટયો બધા પરદેશીએ, લૂંટાય છે હજુ લૂંટશે;
સ્વાનન્દમાં સરદાર છે, આ હિન્દ મારો સર્વદા,
પર સુખને માટે પરાયણ, ઝીંદગી કરતો અદા;

આ હિન્દ તો ઉપકારનું છે, માત્ર અક્ષય ભૂમહીં,
અક્ષય અમારા દેશી વીરો, ક્રિર્તી અક્ષય છે વળી.
અક્ષય અમોને રાખજો, ઉપકારી બુદ્ધિ આપજો,
દુઃખીઆં તણાં દુઃખ ટાળવા, આ હિન્દને ત્યાં દોરજો.
ગણુના નથી દુઃખની જરી, સુખની નથી પરવા જરી,
ઝરણાં વહે છે હિન્દના, અન્તરમહીં ઉપકારના—
આ હિન્દની કિર્તી હવે દશ દિશામાં ગાજી રહી,
ડંકા વગાડે દેશમાં પરદેશમાં પડધા કરી;
પાવન કરે ગંગા વહીને પાદશુચી હિન્દના,
છે ધન્ય, માતા ! ધન્ય ! તુજને જાન્હવી આવી વર્યાં.
આવી શુચિ સરિતા વહી જે હિન્દ–ચર્ણામ્બુજ ધુવે,
તેવા માતુશ્રી હિન્દને હરદેશીઓ હર્ષે નમે.
છે વીરામાતા હિન્દ તેના બાળ પણ વીરા થશે,
જે હરદેશને ધ્રુજાવશે 'જય' માતનો ગગડાવશે;
પદામ્બુજે સૌ દેશીઓ, એ દૈવી માતાને નમો,
નીજ દેશની ચઢતી કરી સ્વાનન્દમાં દેશી !! ઘૂમો.

---

# તે સ્વીકારીશું !!

### ગઝલ.

કહો જે કાર્ય કરવાનું, સુખેથી તે સ્વીકારીશું,
દુઃખી ત્હેમાં થઇશું તો દુઃખી આ જાત માનીશું.
જનમથી સુખ એ સાથી રહ્યો છે દુઃખને બાઝી,
પ્રભુ! તો શી પછી પરવા, કહેલું કાર્ય માંડીશું;
કજાના હાથમાં આપી જીવનદોરી સુંવાળી આ,
સનમના રાહને પળવા, જીગરથી હા! સ્વીકારીશું,
બનાશે દેશ હીતસ્વી, બનીશું? જાનથી પ્યારા,
દઝાતી હિન્દ દર્દેથી, બની મસ્તાન તારીશું;
બીજાના હિતને માટે થશે તેવું કરી લેશું.
હૃદય ત્યાં સર્વ અર્પિને અમે ત્યાં સુખ માનીશું,
જવાશે ભક્તિના રાહે, જઇશું રાખ ચોળીને,
મળે જો વિષ ઘોળીને, પીવા આનંદ માનીશું.
અમારા સ્વાર્થની પરવા, અમોને છે નહિ વ્હાલા,
સુખી થાશું દુઃખી થાશું તથાપિ તે સ્વીકારીશું!!

---

# ' તુજને સમર્પણ. '

## હરિગીત.

તુજને નમન મારૂં સદાને છે સમર્પણ આ બધું.
દરરોજ ઉઠી પ્રભાતમાં આ ચરણ ધુળી શીર ધરૂં,
હું પ્રેમ-શૌર્યાંકિત્ ધ્વજ કરમાં ગ્રહી પદમાં ભમું.
વીર, ઘોર નિદ્રામાં પડેલાં સિંહ બાળ જગાડું હું,
આ દેશના દેશી વીરાને દેશ પ્રેમ ભણાવશું.
નિજ દેશને ઉન્નત કરી ઉન્નત પન્થ બતાવશું,
રાષ્ટ્રિય-યજ્ઞે દેહની આહુતી આ તૈયાર છે !!!
ગરદન ઝુકાવી માતૃ-ભૂમી ! તુજ પર કપાવશું.
ઉઠ! વીર બંન્ધુ ! દેશ ખાતર કર સમર્પણ જીંદગી,
જીવતો જગે તું જ્યાં લગી કરીલે કરાએ તેટલું.
તુજને શરણ ઓ હિન્દ માતા ! માવડી મુજ બન્ધુડાં
છે રક્ત વ્હેતું પૂર્વજોનું કાર્ય આદરશું રૂડાં

---